## સુરત વનિતા વિશ્રામ.

# નવધા ભક્તિ.



સન ૧૯૧૦.　　　સંવત ૧૯૬૬.

સુરત "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસ.

કિમત રૂ. ૦-૧-૦.

૩૦૨૧

# જાહેર ખબર

## સ્ત્રી ઉદ્યોત પુસ્તકો



| | રૂ૦ | | |
|---|---|---|---|
| ભક્તિપથ તરંગિણી ........ .......... | [illegible] | ૦ | ૦ |
| શાન્તિશિયળ નાટક .............. | ૦ | [illegible] | [illegible] |
| બોધમાળા અને સુબોધક કહાણી.... | ૦ | ૬ | [illegible] |
| રેશમી પુડાંની ગુરબીના શ્લોક સાહિત | [illegible] | [illegible] | [illegible] |
| ગુજરાતી ટીકાવાળી .............. | ૦ | ૬ | ૦ |
| પતિવ્રતા ધર્મ...................... | ૦ | ૧ | ૦ |
| નવધા ભક્તિ...................... | ૦ | ૧ | ૦ |

આ પુસ્તકો સુરત અને અમદાવાદમાં વનિતા વિશ્રામમાં મળશે, મુંબઇમાં જેષ્ઠારામની દુકાને મળશે.

# વનિતા વિજ્ઞાન.

નામનું સ્ત્રીઓ તરફથી પ્રકટ થતું, સ્ત્રીઓને હાથે લખાતું તથા સ્ત્રી ઉપયોગી વિષયો ચર્ચાવતું ગુજરાતમાં આ પહેલવહેલુંજ માસિક ઉપલા આશ્રમને અંગે એવા હેતુથી કાઢવામાં આવ્યું છે કે જે બહેનો આ આશ્રમમાં હાજરી આપી શિક્ષણનો લાભ લઇ શકતી નથી તેઓ આ માસિકદ્વારા ઘેર બેઠાં સ્ત્રીઉપયોગી વિષયો વાંચી પોતાના મનને કેળવે તથા વિચારો સુધારે. એનું લવાજમ માત્ર વર્ષના પોસ્ટેજ સાથે રૂ૦ ૧-૦-૦ રાખવામાં આવ્યું છે.

ઠેકાણું:-વ્યવસ્થાપક-વનિતા વિજ્ઞાન

**નાગરફળીઓ—સુરત.**

# નવધા ભક્તિ.



દશે દિશાઓમાં અને ત્રિકાળમાં જે પરિપૂર્ણ અને અનંત ચૈતન્ય મૂર્તિ છે કે જે પોતાના અનુભવ જ્ઞાનથી જાણવા યોગ્ય છે તેવા શાંત અને તેજોમય શ્રીસદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજીને નમસ્કાર કરીને આ વ્યાખ્યાનનો આરંભ કરૂં છું.

## પ્રિય ભગિનીઓ

આપને સુવિદિત છે કે શાસ્ત્રમાં મોક્ષ માટે કર્મ, ઉપાસના, અને જ્ઞાન એમ અધિકાર પરત્વે ત્રણ મુખ્ય માર્ગ દર્શાવ્યા છે, અને કયા અધિકારીએ કયા માર્ગ ગ્રહેવાના છે, અથવા સત્વર ઇષ્ટ સિદ્ધિ અર્થે કયા માર્ગો ગ્રહણ કરવાના છે, તે ઇષ્ટ કૃપાથી સુજ્ઞ સાધકને પ્રાપ્ત છે તે છતાં આ પ્રસંગે મોક્ષના ત્રણ શિષ્ટ માર્ગોમાં આ દ્વિતીય માર્ગ, વિષે હું બોલવા માગુ છું. બ્હેનો! મારા

પોતાના ગુણદોષને લઇને મારા વ્યાખ્યાનમાં ઘણી ન્યુનતા હશે તે તમારા પોતાના સદ્‌વિચારથી પૂરાઇ રહેશે એવા સંપૂર્ણ વિશ્વાસથી આવા ગંભીર વિષયપર બોલવા ચાહું છું.

વ્યવહારના મનુષ્યોમાં આ બાલવૃદ્ધને પ્રીતિના અનેક વિષયો હોય છે, છતાં તે સર્વ વિષયો પ્રત્યેની પ્રીતિનું કારણ સામાન્યતઃ એકજ હોય છે. બાળક બાલ્યાવસ્થામાં માતાથી સ્તનપાન પામે છે. આ અને એવા અનેક સ્વાર્થને લઇને બાળક માતાને અધિક પ્રીતિપાત્ર સમજે છે. વયમાં આગળ વધેલાં શાળાએ જતાં બાળકોનો તેમનાં સંબંધમાં વિવિધ નિમિત્તે આવતી પૃથક્ પૃથક વ્યક્તિઓ ઉપરનો સ્નેહ પણ આવા જ કોઇ સ્વાર્થોને લઇને ઉદ્‌ભવે છે. વ્યવહારમાં પલોટાયલાં મનુષ્યોનો સ્નેહ તેમના સ્નેહ પાત્રમાં કોઇ સ્વાર્થ કારણભૂત હોય છે. વૃદ્ધોને લઇએ તો તેમના પણ રાગનો હેતુમાં કોઇને કોઇ સ્વાર્થ દીઠામાં આવે છે.

આથી એમ સ્પષ્ટ થાય છે કે પૃથક્ સ્વાર્થને લઇને રાગ, પ્રીતિ, પ્રેમ, મનુષ્યનાં અંતઃકરણમાં ઉદય પામે છે. પ્રિય વ્હેનો! આ રાગ, પ્રીતિ તથા પ્રેમ સ્વાર્થને લીધે થયલાં હોવાથી એ સ્વાર્થ સિદ્ધ થયા પછી રહેતો નથી,

અથવા સ્વાર્થ સિદ્ધ થવાનો નથી એવી નિરાશા પ્રકટ થવાના પ્રસંગ ઉદ્‍ભવતાં રહેતો નથી; કાંતો રાગ કરનારના અવસાનથી તે અળપાય છે કે રાગનું પાત્ર પરલોકવાસી થવાથી રાગનો અંત આવે છે. આથી આવા રાગપ્રતિનો પ્રેમ અલ્પાયુષી હોઇ સુખનું કારણ થતો નથી, પણ ઉલટો રાગાત્મક બીજકોને અંતરમાં નાંખી ભવિષ્યમાં પુનઃ એવાજ રાગની વિકટ ઝાડીમાં ફસાવવાના ભયને ઉભાકરેછે.

ત્યારે નિઃસંશય છે કે આવો પ્રેમ, રાગ, પ્રીતિ એ સાધકને બંધનું કારણ હોવાથી આદરણીય નથી. બ્હેનો! પોતાનો કાંઇ પણ સ્વાર્થ ન છતાં ફક્ત પારકાના ભલાને અર્થે કોઇ કોઇ વ્યકિતઓ નાના પ્રકારના વિષયોમાં પોતાના રાગને પ્રદીપ્ત કરે છે. આ રાગ, આ પ્રીતિ સ્વાર્થજન્ય પ્રીતિ કરતાં નિઃસંશય ચઢતી છે. અને તેથી તે આદરણીય છે, પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવું એ છે કે જે મનુષ્ય પોતેજ દારિદ્રયથી પીડિત હોય તે બીજાનું દારિદ્રય કેમ ફેડી શકશે. એની ગમે તેટલી ઇચ્છા છતાં, ઇચ્છા માત્રથી તે બીજાની પીડા નિવારવાને અશકત છે. માટે એવાએ પ્રથમતો પોતે સશકત થવું જોઇએ કે જેથી એવી પરાર્થ કરવાની સર્વ અભિલાષાઓને તે પૂર્ણપણે તૃપ્ત કરી શકે.

ત્યારે સ્વાર્થજન્ય પ્રીતિનો ત્યાગ કરીને મનુષ્યે પરાર્થ સારૂ પોતે પ્રથમ સ્વાર્થસિદ્ધ થવું જોઇએ. જ્યાંસુધી પોતાના સર્વ અર્થ સિદ્ધ થયા નથી ત્યાં સુધી પારકાનું ભલું કરવાનું કહ્યેથી કંઇ પરાર્થ સિધ્ધ થતો નથી તેટલા સારૂ મનુષ્યે પોંતે સ્વાર્થસિદ્ધ થવું ઘટે છે.

વળી કેટલાંક મનુષ્યો પરમાર્થ સિદ્ધિને અર્થે અનેક પ્રકારના ગુરુ, બ્રાહ્મણુ, શાસ્ત્ર, વ્રતાદિકમાં પ્રીતિ કરે છે, તેઓ અજ્ઞાનથી દૂષિત્ આશ્રયોનું અવલંબન કરવાથી પોતાનો અર્થ સિદ્ધ કરવામાં નિષ્ફળ નીવડે છે તેથી તેમણે પણ સચોટ માર્ગ શોધીને પોતાનો અર્થ સિદ્ધ કરવો ઘટે છે. તેમણે પણ સર્વ શકત થવું ઘટે છે.

ત્યારે બ્હેનો! સર્વ શકત શી રીતે થવું એ પ્રશ્ન સહજ ઉદ્ભવે છે. અને એ પ્રશ્નનું ઉત્તર સર્વ શકત પરમાત્મા શિવાય બીજું કોણ આપી શકે એમ છે? જેની પાસે જે નથી તેની પાસેથી તેની માગણી જેમ વ્યર્થ છે તેમ સર્વ શકિતમાન્ નથી એવી વ્યકિતથી આ પ્રશ્નનું નિરાકરણ કરી લેવું સાર્થક નથી. પણ આપણા સદ્ભાગ્યે આપણે માથે સર્વ શકત શ્રી સદ્ગુરુ પરમાત્મા વિરાજમાન છે, પ્રકટ છે, તે આ પ્રશ્નનું નિરાકરણ કરશે. વળી શ્રી

મુખની વાણીસુધાનું નિરંતર પાન કરનારા એવા અનેક વિદ્વાનો આપણા મંડળમાં વિરાજમાન છે તેમના દ્વારા પણ પરમાત્મા પોતે પોતાની સત્તા પ્રકટાવી આપણને સર્વ શકત કરશે. વળી સદ્‌ગુરુથી આવા પ્રશ્નોનું નિરાકરણ કરતાં જે સત્‌શાસ્ત્રોનાં પ્રમાણ આપતા તે શાસ્ત્રોમાં સર્વ શકત થવાના અનેક માર્ગો તથા સાધનો દર્શાવ્યાં છે, તેમાં ભકિત એક અનુપમ સાધન છે એમ દર્શાવ્યું છે. કેમકે ભકિત વિના જ્ઞાનમાત્રથી સર્વ શકત થઇ અંતિમ ફળની પ્રાપ્તિ થતી નથી, માટે મોક્ષની આકાંક્ષા રાખનાર મનુષ્યે કર્મ કરી ભકિતદ્વારા પરમાત્માની ઉપાસના કરી જ્ઞાન મેળવીને મોક્ષના અધિકારને પ્રાપ્ત કરવો કેમકે જ્ઞાન માત્રથીજ ભવાબ્ધિ તરાતો નથી. શ્રી મુખથી કહ્યું છે કે

"વિણુ ભક્તિ જગમાં જો જો કોણ તરીયાજી,
જગત્‌ના આદિથી વિચારો રે હાં;
ઋષિમુનિ રાયને રંક હજારોજી,
ભક્તિથી પામ્યા ભવનો આરો રે હાં"

એ પ્રમાણે સમર્થ મહાત્માઓએ પણ ભક્તિને જ અનુપમ સાધન ગણીને સ્વીકાર્યું છે, ત્યારે હે બ્હેનો ! આપણે સર્વેએ પણ પોતપોતાના અધિકારાનુસાર ભક્તિનો

સ્વીકાર કરી સર્વશકત થઇ ભવબંધથી મુકત થવાને યત્ન કરવો. ભક્તિ નવ પ્રકારે થાય છે તેથી શાસ્ત્રમાં નવધા ભક્તિ કહે છે. નવધા ભક્તિ વિષે શ્રીવ્યાસજીએ શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે:—

" श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पाद सेवनम् !
अर्चनं वन्दनं दास्यं संख्यमात्मा निवेदनम् " ॥

**અર્થ**—શ્રવણં એટલે શ્રીપરમાત્માના ગુણાનુવાદ સાંભળવા. ૨ કીર્તન એટલે શ્રીઇષ્ટ પરમાત્માના કીર્તન કરવાં. ૩ સ્મરણં એટલે શ્રવણ કરેલા ગુણોનું તથા શ્રીઇષ્ટ પરમાત્માનું સ્મરણ કરવું. ૪ પાદ સેવન એટલે શ્રીઇષ્ટ પરમાત્માના ચરણકમળની સેવા. ૫ અર્ચનં એટલે શ્રીઇષ્ટ પરમાત્માની પૂજન કરવારૂપ સેવા. ૬ વન્દનં એટલે શ્રીઇષ્ટ પરમાત્માને નમન કરવું. ૭ દાસ્ય એટલે શ્રીઇષ્ટ પરમાત્માની દાસ્યપણે સેવા કરવી. ૮ સખ્ય એટલે સખાભાવથી અથવા મિત્રભાવથી શ્રીઇષ્ટની સેવા કરવી. ૯ આત્મનિવેદન એટલે પરમાત્માને સર્વસ્વ અર્પણ કરવું.

આ નવ પ્રકારથી ભકિત થાય છે. પૂર્વે માહાત્માઓ

નવ પ્રકારની ભકિત કરીને પરમપદને પામ્યા છે. જેઓ વિષે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

श्रीकृष्ण श्रवणे परीक्षिद भवद् वैय्यासकिः कीर्तने ।
प्रल्हादः स्मरणे तदंध्रिभजने लक्ष्मीः पृथुः पूजने ॥
अक्रूर स्त्वभि वन्दने कपिपति दास्ये च सख्येऽर्जुने ।
देवस्यात्म निवेदने बलिर भूत्सर्वस्व सपूजने ॥

**અર્થ**—શ્રીકૃષ્ણ પરમાત્માની શ્રવણ સેવા પરીક્ષિત રાજાએ કરી હતી, કીર્તન સેવા શ્રીવ્યાસજીના પુત્ર શુકદેવજીએ કરી હતી, સ્મરણરૂપ સેવા પ્રલ્હાદજીએ કરી હતી, ચરણકમળની સેવા લક્ષ્મીજીએ કરી હતી, પૂજારૂપ સેવા કરનારા પૃથુરાજા હતા, નમનરૂપ સેવા અક્રુરે કરી હતી, દાસ્યરૂપ સેવા કપિપતિ હનુમંતે કરી હતી, સખાભાવથી સેવા શ્રીઅર્જુને કરી હતી; અને દેવને સર્વસ્વ અર્પણ કરવારૂપ આત્મ નિવેદનરૂપ સેવા બલિરાજાએ કરી હતી.

હે પ્રિય ભગિનીઓ! સતૂશાસ્ત્ર તથા શ્રીપરમાત્માના ગુણાનુવાદનું સ્થિર ચિત્તે શ્રવણ કરવું એને શ્રવણભકિત કહે છે. પરંતુ શ્રવણ સ્થિર ચિત્તે કરવું જોઇએ, કેમકે

સાવધાનપણે શ્રવણ કરીએ તોજ શ્રવણના ફળને પ્રાપ્ત કરાય છે, અસાવધાનતાથી શ્રવણ કરેલું કંઇપણ ફલને આપતું નથી. પણ શ્રવણકરનાર તથા કરાવનાર બન્નેના સમયનો નિરર્થક વ્યય થાય છે. જેમ સારૂં કુલ દુરાચારથી હણાય છે, અપાત્રને આપેલું દાન નિષ્ફળ જાય છે અને વ્યગ્રચિત્તે કરેલો જપ નકામો જાય છે, તેમજ સ્થિર ચિત્ત વિનાનું કરેલું શ્રવણ નિષ્ફળ ગણાય છે, માટે ઉચિત છે કે સ્થિર ચિત્તે શ્રવણ કરી સારગ્રાહી થવું.

આ શ્રવણના ત્રણ પ્રકાર કહ્યા છેઃ- ૧ નળવત્. ૨ ચાલણીવત્, ૩ સુપવત્, નળવત્ શ્રવણ કરવું એટલે જેમ નળમાં પ્રવેશ કરી તરત બીજે દ્વારે જળ નીકળી જાય છે તેમ એક શ્રોત્રે શબ્દપ્રવાહ શ્રવણ કરી બીજે શ્રોતે નળની પેઠે કાઢી નાંખવો. બ્હેનો! તમે જોશો કે આ પ્રકારનું શ્રવણ નિરર્થક છે. ચાલણીવત્—જેમ ચાલણી સારરૂપ લોટને કાઢી નાખી અસારરૂપ છાલાં માત્રને ગ્રહણ કરે છે તેમ શ્રોતા સારનો ત્યાગ કરી અસાર માત્રને ગ્રહણ કરે તો તે શ્રવણ નકામું હોવા ઉપરાંત હાનિકારક છે. સુપવત્-સૂપડું જેમ અસારરૂપ છાલાં વગેરેનો ત્યાગ કરી સાર માત્રનેજ ગ્રહણ કરે છે તેમ શ્રોતા શ્રવણમાંથી સાર માત્રનું

ગ્રહણ કરે છે. અને અસારનો ત્યાગ કરે છે. શ્રવણનો આ પ્રકાર ઉત્તમ છે અને એજ શ્રવણથી ફળની પ્રાપ્તિ થાય છે. શ્રવણ કરનાર તો જગમાં ઘણા હોય છે પણ સાર ગ્રાહી બહુ થોડા હોય છે.

શ્રવણભક્તિથી પોતાના સર્વાર્થ સિદ્ધ કરનારામાં પરીક્ષિત રાજા સુપ્રસિદ્ધ છે. તેમણે શ્રવણ ભક્તિ સાત દિવસમાં યથાર્થ સાધી પરમપદને પામ્યા છે. એક સમયે પરીક્ષિત્ રાજા મૃગયા રમવા ગયા હતા ત્યાં તેમને તૃષા લાગવાથી સમીપના આશ્રમમાં ઋષિને દેખી તેમની પાસે જલ માંગ્યું પણ શમીક ઋષિએ સમાધિસ્ત હોવાથી ઉત્તર આપ્યો નહિ જેથી રાજાના મનમાં આવ્યું કે હું આવો મોટો રાજા થયો અને એણે અનાદર કરી મને ઉત્તર ન આપ્યો તેથી તેમણે ક્રોધ કરી ઋષિના કંઠમાં મુએલો સર્પ નાંખ્યો અને ચાલ્યા ગયા. પછી જ્યારે શમીક ઋષિના પુત્ર શૃંગીએ આવીને પોતાના પિતાના કંઠમાં સર્પ જોયો ત્યારે તેને ક્રોધ ચઢયો અને ક્રોધના આવેશમાં શાપ દીધો કે મારા પિતાના કંઠમાં સર્પ નાંખનારને સાત દિવસમાં તક્ષક નાગ કરડજો અને તેનું મૃત્યું થજો.

રાજાને શાપની જાણ પડતાં સંતાપને ન પામતાં

અનેક સંપત્તિઓને વિપત્તિરૂપ ગણીને તથા રાજ્ય વૈભવને તથા અખુટ ખજાનાઓની પણ વાસનાનો ત્યાગ કરીને સર્વ પ્રાણી માત્રને મરણરૂપ મોટું બંધન છે, તે બંધનને તોડવાને શ્રવણ ભકિતરૂપ મોટું સાધન છે એમ સમજીને સાધનમાં અંતરાયરૂપ સર્વ સમૃધ્ધિ તથા સ્થાનનો ત્યાગ કરી શાંત અને એકાંત પવિત્ર સ્થળમાં જવા નીકળ્યા. આગળ જતાં ગંગાને તીરે ગયા તો ત્યાં આગળ શ્રીવ્યાસજીના પુત્ર શુકદેવજી ઋષિઓ તથા મહામુનિઓ સહિત વિરાજતા હતા. તેમની પાસે જઇ અંત સમયે મનન કરવા યોગ્ય અને સર્વ કલેશને–પાપને નિર્મૂળ કરનાર જ્ઞાનોપદેશનું શ્રવણ કરાવવા વિનયપૂર્વક યાચના કરી જેથી શ્રીશુકદેવજીએ પોતાના મુખમાંથી અમૃતરસની વૃષ્ટિરૂપ વચને કરીને સંસારરૂપ તાપથી તપેલા તથા અનેક ચિંતારૂપ ચિતાઓથી બળેલા એવા ત્યાં મળેલા સર્વ શ્રોતાઓને તૃપ્ત કરવા માંડયા, એ અમૃતરૂપ વચન કલેશરૂપ સર્પનું ઝેર ઉતારવામાં ઔષધરૂપ સિધ્ધ થયું. એ અમૃત હજારો વર્ષ વાપર્યાં છતાં ખુટતું નથી પણ વાપરવાથી વધે છે, અને અનેક આપત્તિઓ તથા વિપત્તિઓના મૂળને ઉખેડી નાંખે છે, અને જે અમૃતનો સ્વાદ દેવના અમૃતના સ્વાદને પણ હઠાવે છે તે અમૃતરસ કાલરૂપી સર્પના દંશથી દંશાયલા સજ્જનોને

તૃપ્ત કરે તેમાં શું નવાઇ! એવા સર્વોત્તમ રસનું પાન સાત દિવસ સુધી શ્રીશુકદેવજીના મુખથી અવ્યગ્રપણે અને સ્થિર ચિત્તથી પ્રેમ સહિત પરીક્ષિત રાજાએ કર્યું, જેથી એમના સ્વાર્થ સિદ્ધ થયા. એમની મહત્તા આજ પર્યંત ગવાય છે અને એમનું દ્રષ્ટાંત શ્રવણ ભકિત કરનાર સજ્જનને અપૂર્વ બલ પ્રાપ્ત કરાવે છે. હાલમાં પણ ઘણા મનુષ્યો સપ્તાહનો મહિમા માને છે તે સર્વને જ્ઞાત છે. એથી શ્રવણનો મહિમા કેટલો છે તે દર્શાઇ આવે છે. બ્હેનો! શ્રવણ ભકિત કરવી તો પરીક્ષિત રાજા જેવીજ કરવી. શ્રી શુકદેવજીની સભામાં પણ ઘણા ઋષિ મુનિઓ શ્રવણ કરતા હતા પણ તેમાં પરીક્ષિત રાજા સાત દિવસમાં મોક્ષને પામ્યા તેનું કારણ માત્ર એટલુંજ કે એમની શ્રવણ ભકિત સર્વમાં શ્રેષ્ટ હતી. એમણે સ્થિર ચિત્તથી શ્રવણ કર્યું અને અસારનો ત્યાગ કરી સારમાત્રનું ગ્રહણ કર્યું હતું.

એમ પણ કહેવાય છે કે શ્રી શુકદેવજીની સભામાં સર્વ શ્રોતાઓ શ્રવણ કરતા હતા, ત્યાં આગ લાગ્યાની બૂમ પડી તે વેળા સર્વ શ્રોતાજનો પોતપોતાનો સામન સંભાળવામાં ગુંથાયા. પરીક્ષિત રાજા જરાપણ ચળ્યા નહિં. એમનું ચિત્ત અચળ સ્થિરજ રહ્યું. બ્હેનો! તમે જોશો કે

આવી સપ્રેમ સ્થિર ચિત્તે કરેલી શ્રવણભકિતજ મહદ્ ફળ અર્પે છે. માટે શ્રવણભકિતના અધિકારી મનુષ્યો તે ભકિત સાધવામાં ઉત્સાહી થઇ પોતાનું શ્રેય સાધવું જોઇએ.

ત્યારે શ્રવણભકિત મોક્ષસિધ્ધિ અર્થે એક ઉત્તમ સાધન છે, એ સિધ્ધ થયું, પણ શ્રવણ કરવું કોનું! શ્રવણ કરવાના અનેક વિષયો છે. વાર્તાઓ, નાટકો, કાવ્યો અને એવા અનેક ગ્રંથો છે, તે સઘળા શ્રવણ કરવા યોગ્ય હોય એમ નથી, પણ જે ગ્રંથમાં, શાસ્ત્રમાં પરમાત્માના નિર્ગુણ સગુણ સ્વરૂપનું કથન તથા શ્રીઇષ્ટ પરમાત્માના ગુણાનુવાદનું વર્ણન હોય તે ગ્રંથો કે શાસ્ત્રનું શ્રવણ કરવું યોગ્ય છે, પણ તે બહિર્મુખ મનુષ્યના મુખથી સાંભળવુ નિષિધ્ધ છે. બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય મહાત્માના મુખથી શ્રવણ કરવું જોઇએ. કેમકે કથા કહેનારના હ્રદયમાં ભકિતનો અંશ હોય તોજ શ્રોતામાં ભકિતનો અંશ આવી શકે. પણ જો વકતામાં ભકિતનો અંશ ન હોય ને કથન માત્રજ કરતો હોય તો શ્રોતાને ભકિતનો લેશપણ કયાંથી પ્રાપ્ત થાય? હાલના સમયમાં કથાકાર કથા (શ્રધ્ધાભકિત વગેરેના અંશથી રહિત) કહે છે ને શ્રોતા શ્રવણ કરે અને તે પણ વ્યગ્ર ચિત્તે, કથા કહેનારને મન એક અધ્યાય વાંચીને કયારે જાઉં એમ હોય છે. એનો ઉદ્દેશ કંઇ

શ્રોતાને શ્રવણુલાભ આપવાનો હોતો નથી. વિશેષે આ કથામાંથી આટલા દ્રવ્યની પ્રાપ્તિ થશે એટલોજ માત્ર આશય રાખીને કથા કરે છે, તેથી પરિણામ એ આવે છે કે શ્રોતાજનોમાંના થોડા શ્રદ્ધાળુ બાદ કરીએ તો કેટલાક નિદ્રામાં લીન થઇ જાય છે તો બાકીના સમજ ન પડવાથી વ્યવહારિક વાર્તા કરી કાળ ક્ષેપ કરે છે. કથા શ્રવણ કરવામાં આટલીપણ શ્રદ્ધાવાળા ઘણાથોડા મનુષ્ય હોય છે તો ઉત્તમ શ્રોતા તો કયાંથી હોય? ઘણા નાસ્તિક તો પરમાત્માના ગુણાનુવાદના પુસ્તકોનું કથન થાય તે શ્રવણ ન કરતાં તેની નિંદા કરવામાંજ પોતાના કાળનો વ્યય કરે છે, અને જેઓને નાટકો તથા અન્ય વિષયોનો શોખ હોય છે તે સત્કથા શ્રવણ કરતા નથી. કેટલાક તો કથા કહેવાય છે ને તેમાં અમે શ્રવણ કરવા જઇએ છીએ એટલોજ ડોળ માત્ર દેખાડે છે. કેટલાક ઘણા વર્ષપર્યંત મોટાં પુરાણો તથા સત્શાસ્ત્રો વંચાવી શ્રવણ કર્યા કરે છે પણ તેઓનાં અંતર, ભક્તિથી ભેદાઇ ગયલાં હોતાં નથી, કારણ તેઓ બહાર મહોટાઇ તથા ડોળ બતાવવાને કથા કહેવડાવે છે. આથીજ તેઓમાં અજ્ઞાન નાશ થઇ જ્ઞાનનો અંકુર ફૂટતો નથી. એવાઓને માટે અખા ભગતે યથાર્થ કહ્યું છે કે:--

કથા સુણીને ફૂટયા કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

માટે મિથ્યા શ્રવણનું ડોળ ન કરતાં સજ્જને સદ્ગુરુ પરમાત્મા અથવા બ્રહ્મનિષ્ઠ મહાત્માના મુખથી સદ્બોધને ગ્રહણ કરવો અને તે પ્રમાણે વર્તવું.

આ સમયમાં શ્રીશુકદેવજી જેવા વકતા અને પરીક્ષિત જેવા શ્રોતા હોતા નથી. તદપિ વિવેક વિચાર પ્રાપ્ત મનુષ્યે ઇષ્ટ સંબંધી પુસ્તકો વાંચી પોતાની શકિત અનુસાર તેનું મનન કરવું એ પણ શ્રવણ ભકિતનું એક અંગજ છે. બ્હેનો! સર્વ સમયમાં ઇષ્ટ પરમાત્માના સ્વરૂપનું ચિંતન ન થાય તો અન્ય સંબંધીઓ તથા સંગીઓ સાથે શ્રીઇષ્ટના ગુણનું કથન કરવું એ પણ શ્રવણ ભકિતનું અંગ છે. જયાં પ્રતિકૂળ સંગ હોય ત્યાં ઇષ્ટના ગુણનું કથન ન થઇ શકે તો મનથી ચિંતન કરતા રહેવું, પણ જયાં ઇષ્ટ પરમાત્માની નિંદા થતી હોય ત્યાંથી દૂર જતા રહેવું અને દૂર જવા જેવો પ્રસંગ ન હોય તો મૌન ધારવું. બનતે પ્રયત્ને એવા પ્રતિકૂળ સંગનો ત્યાગ કરી અનુકૂળ સંગનું સેવન કરી શ્રીઇષ્ટ આરાધનામાં સમયને વ્યતીત કરવો એજ શ્રેષ્ઠ ઉપાય છે.

૨. કીર્તન ભકિત—શ્રી ઇષ્ટ પરમાત્માની તથા શ્રી

સદ્‌ગુરુની સ્તુતિના પદો પ્રેમ સહિત ગાવાં એ કીર્તન ભક્તિ કહેવાય છે. કેટલાંક કીર્તનને વાજીંત્ર સહિત ગાય છે. શુદ્ધ ભક્તિ અને સદ્‌નિષ્ઠાથી કીર્તન કરવાં કેમકે આ સમયમાં ભજન તો ઘણા મનુષ્યો કરે છે પણ અંતર શુદ્ધપૂર્વક શ્રીઇષ્ટની આરાધના કરનાર બહુ થોડા હોય છે. ઘણા તો રાગના શોખને લીધે કીર્તન કરે છે પણ તેઓને શ્રદ્ધાનો અંશ હોતો નથી. માટે જેઓ પૂર્ણ શ્રદ્ધા ને ભક્તિથી કીર્તન કરે તેજ કીર્તન ભક્તિના ફળને પ્રાપ્ત કરે છે એવી કીર્તન ભક્તિ શ્રીનારદજીએ પૂર્ણ શ્રદ્ધા અને પ્રેમથી સાધી હતી અને શ્રીવ્યાસના પુત્ર શુકદેવજીએ પણ જન્મતાંજ સંસારનો ત્યાગ કરી સર્વ આયુષ્ શ્રી ઇષ્ટનું કીર્તન કરવામાં વ્યતીત કર્યું હતું.

શાસ્ત્રમાં પણ કહ્યું છે કે સત્યયુગમાં પરમાત્માના ધ્યાનથી તથા તપથી જે ફળની પ્રાપ્તિ થાય છે અને ત્રેતાયુગમાં યજ્ઞથી. તથા દ્વાપરયુગમાં સેવાથી, જે ફળની પ્રાપ્તિ થાય છે તે ફળ કલિયુગમાં કેવળ શ્રીગુરુ ઇશ્વરના કીર્તનમાત્રથી પ્રાપ્ત થાય છે. कलौकेवल कीर्तनं કલિયુગ માં કીર્તન ભક્તિ કરીને તરી ગયલા શ્રીનરસિંહ મહેતાનું દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છે. એમને કીર્તનપર એટલો પ્રેમ

હતો કે કોઇ એમને કીર્તન કરવા બેસાડે તો તેમાં લીન્ન થઇ સર્વ કાર્યનું વિસ્મરણ થતું હતું. એક સમયપર એમને ત્યાં શ્રાદ્ધ હતું તેથી મહેતા ઘી લેવા ગયા. ત્યાં કોઇએ મહેતાને કીર્તન કરવા બેસાડયા, જેથી ઘી લઇને જવાનું વિસરી જઇ કીર્તનમાંજ લીન્ન થઇ ગયા. અને ગૃહમાં એમની સ્ત્રીએ ઘણી રાહ જોઇ પણ મહેતા આવ્યા નહિ ને ગૃહની લાજ જશે કે શું ? એવી ચિંતા એમની સ્ત્રીને થઇ. ત્યારે પરમાત્મા ભકતની લાજ રાખ-વાને મહેતાનું રૂપ ધરીને ઘી લાવ્યા અને શ્રાદ્ધ કર્યું. પછી જ્યારે મહેતા કીર્તન કરી ઘી લઇને આવ્યા ત્યારે અહિં સર્વ કાર્ય પતી ગયલું જોયું. અને જાણ્યું કે પર-માત્માજ મારીવતી મારૂં કાર્ય કરી ગયા છે. એવી રીતે શ્રીપરમાત્માએ નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી હતી, કુંવરબાઇનું મોસાળું કર્યું હતું અને મંડલીક જ્યારે મહેતાને મારવા આવ્યો હતો ત્યારે કેદારો રાગ જે મહેતા ગીરવી મુકી આવ્યા હતા તે રાગ મધ્ય રાત્રિયે જઇને છોડાવી આવ્યા હતા. આ સર્વ એમની કીર્તન ભકિતનું ફળ હતું, માટે અવકાશને સમયે અન્ય નિર-ર્થક કથન ન કરતાં શ્રી ઇષ્ટનાં કીર્તન કરવામાં કાળ નિર્ગમવો એજ આપણું તથા સર્વનું પ્રધાનપણે કર્તવ્ય છે.

વળી આ કીર્તન ભક્તિ ઉપાધિવાળા મનુષ્યોથી પણ થઇ શકે, કેમકે હરતાં ફરતાં કાર્ય કરતાં પણ કીર્તન મુખથી થઇ શકે છે. માટે સર્વ મનુષ્યે પ્રેમ સહિત કીર્તન કરવાં. જે ઘરમાં વડીલો શ્રદ્ધાથી કીર્તન કરતાં હશે તે ઘરનાં બાળકો પણ વિનાયત્ને કીર્તન કરતાં શીખે છે. જેમ બાળકને માતૃભાષા શીખવવાને વિશેષ યત્નની જરૂર નથી તેમ જે ગૃહમાં ભક્તિનો અંશ હશે તે ઘરમાં વિના યત્ને ભક્તિ ઉદ્દભવશે. પૃથ્વીમાં જેવું બીજ રોપીયે તેવુંજ વૃક્ષ ઉગે છે તેમ મનુષ્યમાં પણ જેવા સંસ્કાર નાંખીયે તેવા ગુણો ઉદ્ભવે છે. માટે બનતે પ્રયત્ને સારાં કાર્ય કરી કુટુંબી તથા સંગીઓને સન્માર્ગે વાળવા એ ગૃહપતિનું કર્તવ્ય છે, માટે વ્યવહારિક ઉપાધિવાળાએ પણ થોડો સમય કીર્તન કરવાં.

૩ સ્મરણ ભક્તિ—શ્રી ઇષ્ટ તથા સદ્ગુરુના ગુણોનું સ્મરણ કરવું તથા શ્રી સદ્ગુરુ પરમાત્માએ બોધ આપ્યો હોય તેનું અહર્નિશ મનન કર્યા કરવું અને ઇષ્ટ મંત્રનો જાપ જારી રાખવો. પ્રતિક્ષણે ઇષ્ટ ચિંતનમાં ચુકવું નહિ એજ સ્મરણ ભક્તિ છે. એવા સ્મરણ ભક્તિ કરનારને અન્ય દુર્જન તથા અજ્ઞાનીઓ ગાંડો ગણે છે. તોપણ તે ડગતો નથી, અને પોતાના મનથી ઇષ્ટનું ધ્યાન કર્યા કરે છે.

એવી સ્મરણ ભકિત પૂર્વે પ્રલ્હાદે કરી હતી જેથી તેને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો હતો. એ બાળપણથી ઇષ્ટનું સ્મરણ ક્ષણ ક્ષણ ત્યજતાં નહોતા. એમના પિતા હિરણ્યકશિપુને પરમાત્મા જોડે વૈર હતું જેથી એના રાજ્યમાં કોઇથી પરમાત્માનું ભજન, કીર્તન કે નામ પણ ન દેવાય એવી આજ્ઞા હતી. એના એવા ત્રાસથી કોઇપણ ઇષ્ટ પરમાત્માનું સ્મરણ, કીર્તન કે નામપણ દેતા નહોતા, પણ પ્રહલાદજીતો શાળામાં ભણુવા જાય ત્યાં પરમાત્માનું સ્મરણ કરતા. વળી એમના સહાધ્યાયીઓને પણ ઇષ્ટ સ્મરણ કરવાનું કહેતા. એ પ્રમાણે આખી શાળાના વિદ્યાર્થીઓને એમણે ઇષ્ટચિંતન કરતાં શીખવ્યું. એમના પિતા એમને પૂછે કે શાળામાં શું વિદ્યા શિખ્યો ત્યારે પણ શ્રીઇષ્ટના સ્મરણવિના અન્ય કથન કરતા નહિ. આવા વર્તનથી એમના પિતા ઘણી ધમકી આપતા કે તું ઇષ્ટનું સ્મરણ કે નામ દઇશ તો તને હું અત્યંત દુઃખ આપી કાઢી મુકીશ અને મારી નાંખીશ. એમની માતા તથા શિક્ષકે ઘણું સમજાવ્યું કે તારા પિતા ઘણા આગ્રહી છે તેથી તું તારી આ લતનો ત્યાગ કરી વિદ્યા શીખવામાં મનને જોડ, પણ પ્રહલ્લાદ પૂર્ણ જ્ઞાની હોવાથી પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ. હિરણ્યકશિપુએ તેમને મારી નાંખવાને ઘણા યત્નો કર્યા,

પણ રામ રાખે તેને કોણ મારી નાંખે? તેમો પર્વત પરથી નીચે ગબડાવ્યા તોપણ ઇશ્વિર કૃપાથી જરાપણ વાગ્યું નહિ. છેવટે હિરણ્યકશિપુએ એક લોખડનો સ્થંભ તપાવી તેને ભેટવાનું કહ્યું અને બોલ્યો કે હવે જોઉં તારો પ્રભુ તને કેમ બચાવે છે? તે વેળા બાળક પ્રહલાદજી ક્ષણભર તપેલા સ્થંભને જોઇ રહ્યા પણ પરમાત્માની કૃપાથી સ્થંભપર કીડીની હાર ચાલતી દેખાઇ જેથી ધૈર્ય આવતાં સ્થંભને ભેટયા કે તત્કાળ ભગવાન સાક્ષાત્ પ્રકટ થયા. અને હિરણ્યકશિપુને માર્યો અને પોતાના ભકતને બચાવ્યો. સ્મરણભકિતનું ફલ અલૌકિક છે. માટે મનુષ્ય માત્રે સ્મરણભકિત સાવધાનતાથી કરવી અને પરમાત્માના પદને પામવું. અન્ય કાર્ય કરતાં હોઇએ તોપણ મનથી ઇષ્ટનું સ્મરણ થઇ શકે છે. સ્થૂળ ગમે તે કાર્ય કરતું હોય છતાં મનને સાવધ રહી ઇષ્ટાનુસંધાનમાં, ઇષ્ટમંત્રના પ્રવાહમાં અથવા ઇષ્ટ સ્વરૂપના ચિંતનમાં જોડવું જોઇએ. બ્હેનો! અનાદિકાલના અજ્ઞાનથી માયાવી જીવને નિત્ય નિયમ સમયે ઇષ્ટસ્મરણ કરતાં પણ માયાના કાર્યોનું તથા વિષયનું સ્મરણ થાય છે તો અન્ય ઉપાધિના સમયમાં ઇષ્ટ સ્મરણમાં ચિત્તની સ્થિતિ કયાંથીજ સ્વસ્થ થઇ શકે? એમ છે છતાં ભકતે

તો સ્મરણુ ભક્તિમાં વૃત્તિને વિશેષ બળ મળવા સારૂ બને તેટલે પ્રયત્ને ઘટિત વિહિત વ્યવહાર સાધવાના સમયમાં તથા સર્વ સમયમાં ઇષ્ટ સ્મરણુ કર્યાજ કરવું જોઇયે. જેથી ઇષ્ટ સહાય થઇને સ્મરણુ ભક્તિ સિધ્ધ કરાવશે અને અન્ય નિષિધ્ધ ચિંતન ત્યજતાં અલૌકિક ફ્ળ પ્રાપ્ત થશે.

૪ પાદસેવનં—ચોથા પ્રકારની ભક્તિ પાદસેવન છે. શ્રીઇષ્ટ પરમાત્માના તથા શ્રીસદ્દ્ગુરુની મૂર્તિના ચરણકમળનું નિત્ય ધ્યાન કરવું તથા શ્રીઇષ્ટ પરમાત્મા તથા દેવનું ચરણામૃત લેવું. શ્રધ્ધા અને ભક્તિથી નિરંતર ચરણુકમલની સેવા કરવી ને તેમને અધીન વર્તવું. યથાર્થ પાદસેવન શ્રીસદ્દ્ગુરુ પ્રત્યક્ષ હોય તો થઇ શકે છે નહિતો પ્રતિમાવડે થઇ શકે છે.

એ પાદસેવન ભક્તિ કરનાર ભક્તોમાં લક્ષ્મીજી મુખ્ય ગણુાયાં છે તેમણે વિષ્ણુ પરમાત્માના ચરણુકમલની સેવા નિરંતર કરી હતી માટે સર્વે મનુષ્યે પોતપોતાના ઇષ્ટ પરમાત્માના તથા શ્રીસદ્દ્ગુરુના ચરણુકમળનું પૂર્ણ ધ્યાનથી પૂજન કરીને તેનું ધ્યાન કરવુ. શ્રીસદ્દ્ગુરુ પ્રત્યક્ષ ન હોય તો પ્રતિમાદ્વારા પણુ પૂજન કરી ધ્યાન કરવું અને અન્ય પ્રાણી પદાર્થ પ્રતિને મોહ ન્યૂન કરવો, જેથી કરીને વૃત્તિ

ઇષ્ટાકાર થાય છે અને અન્ય વિષયના ચિંતનનો ત્યાગ કરે છે.

૫ અર્ચન ભકિત—શ્રી ઇષ્ટની મૂર્ત્તિનું તથા શ્રીસદ્ગુરુનું પૂજન કરવું પૂજનના બે પ્રકાર થાય છે. એક અંતરોપાસના અને એક બાહ્યોપાસના અંતરોપાસનામાં હૃદયમાં શ્રી ઇષ્ટ પરમાત્માનું મંદિર કલ્પી તેમા શ્રીઇષ્ટની મૂર્તિને સ્થાપન કરવી. પછી તે મૂર્તિને બાહ્ય જેટલા ઉપચારથી પૂજન કરીએ છીએ તે સર્વ ઉપચારો મનથી કલ્પી પ્રેમથી પૂજન કરવું અંતમાં આરતિ કરી નમસ્કાર કરવા. આને માનસિક પૂજન પણ કહે છે. અને બાહ્ય પૂજનમાં સર્વ પ્રત્યક્ષ ઉપચાર થાય છે. તેમાં શ્રી વિષ્ણુ મહેશ્વર વગેરેની પ્રત્યક્ષ મૂર્તિનું પૂજન થાય છે. તેમાં પ્રથમ સુશોભીત મંદિર કરાવી દેવનું સિંહાસન કરાવવું અને દેવની પ્રતિષ્ઠા કરી પછી પ્રત્યક્ષ જળ વડે સ્નાન કરાવવું, વસ્ત્ર પહેરાવવાં, ચંદન, કુંકુમ, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય વગેરે સર્વોપચાર કરી પૂર્ણ પ્રેમથી આરતિ ઉતારી, મંત્ર પુષ્પાંજલી અર્પી નમસ્કાર કરવા. વળી દેવની મૂર્તિનું પૂજન કરીયે છીએ તેમ પ્રત્યક્ષ શ્રી સદ્ગુરુનું પણ પૂજન કરવું. એ પ્રમાણે સર્વ મનુષ્યે પોતપોતાના ઉપાસ્ય દેવ તથા વડીલ વર્ગનું તેમની યોગ્યતા પ્રમાણે પૂજન કરવું. એ અર્ચન ભકિતમાં

સમાય છે. પ્રથમ પ્રવેશમાં આ બાહ્યોપાસનાજ ઠીક છે. અને ક્રમથી અંતરોપાસનાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

કેટલાક અજ્ઞાન એવી શંકા કરે છે કે દેવનું પૂજન કરવું, પણ શ્રી સદ્‌ગુરુનું પૂજન શું કરવા કરવું? એતો આપણા જેવા મનુષ્ય છે. તેઓએ સમજવાનું કે શ્રી કૃષ્ણ ભગવાન્, શ્રી વિષ્ણુ પરમાત્મા, શ્રી શંકર વગેરે સર્વ દેવોનાં સગુણ શરીર માત્ર સંજ્ઞાદ્વારાજ દર્શાવ્યા છે. કંઇ તેમનું વાસ્તવ સ્વરૂપ દર્શાવાતુંજ નથી. તેનો અપ્રકટ રહે છે. જે પ્રમાણે ઇશ્વર નિમિત્ત પાષાણાદિકની મૂર્તિઓ કલ્પી તેમાં ઇષ્ટ ઉપાસના કરીયે છીએ તે પ્રમાણે ઇશ્વરી અવતારરૂપ શ્રી સદ્‌ગુરુમાં પણ ઇષ્ટ ઉપાસના થઇ શકે છે. જેમ પ્રતિમાં અને મૂર્તિમાં ઇષ્ટનું વાસ્તવ સ્વરૂપ અપ્રકટ રહે છે. તે આ નેત્રથી નીરખી શકાતું નથી. પરંતુ જડ પાષાણની મૂર્તિ કરતાં ચૈતન્ય સહિત બોધરૂપ ઇશ્વરી અવતાર શ્રી સદ્‌ગુરુનું શરીર શ્રી પરમાત્માની મૂર્તિ છે તેથી ઉપરની શંકા વાસ્તવ નથી. પરમાત્માના વાસ્તવ સ્વરૂપને પામવાનાં આ સર્વ સાધન છે. જેમ પ્રથમ બાળકને પહેલી ચોપડી ભણાવી, વળી બીજી ચોપડી ભણાવે છે તેમ ભકિતમાં પ્રથમ બાહ્ય ઉપાસના, પછી અંતર ઉપાસના એમ ક્રમે ચઢાય છે, તેમ પૂજનમાં પણ પ્રથમ

પ્રતિમા પૂજન કરતાં અધિકાર થતાં શ્રી સદ્‌ગુરૂ અથવા ઇશ્વિર અવતારી દિવ્ય શરીરનું પૂજન કરવું અત્યાવસ્યક છે. શ્રી ગુરૂ ગીતામાં કહ્યું છે કે

मन्त्रमूलं गुरोर्वाक्यं ध्यानमूलं गुरोः पदम् ।
पूजामूलं गुरोर्मूर्तिः : मोक्षमूलं गुरोः कृपाः ॥

એમ શાસ્ત્રમાં ગુરુ પૂજનની પ્રશંસા કરી છે માટે પ્રેમપૂર્વક શ્રી ગુરુ તથા ઇશ્વરનું પૂજન કરવું એજ અર્ચન ભકિત છે. એ અર્ચન ભકિત કરનારમાં મુખ્ય પૃથુરાજા ગણાયા છે.

૬ વંદન—વારંવાર ઇષ્ટ દેવને તથા સદ્‌ગુરુને નમન કરવું એ વંદન ભકિત કહેવાય છે. અર્ચન ભકિત સિદ્ધ થયે પશ્ચાત્ સ્વતઃનમન ભકિત સિદ્ધ થાય છે. કેમકે જે મનુષ્ય પૂર્ણ પ્રેમથી પરમાત્માનું પૂજન કરે છે તે પૂજનને અંતે પ્રેમથી શ્રી પરમાત્માને તથા શ્રી સદ્‌ગુરુને નમન કરે છેજ અને તે મનુષ્યોનો ઇષ્ટ પરમાત્મારૂપ શ્રી સદ્‌ગુરૂમાં પ્રેમ વધતાં તે સંસારના અવર પ્રાણી પદાર્થની પ્રીતિનો ત્યાગ કરે છે. માટે જેણે અર્ચન ભકિત પૂર્ણ અંશે પ્રાપ્ત કરી છે તેને વંદન ભકિત પ્રાપ્તજ છે. એ નમન ભકિત

કરવામાં શ્રી અક્રૂર મુખ્ય ગણાયા છે. શ્રી અક્રૂર શ્રી કૃષ્ણ પરમાત્માને ગોકુળ તેડવાને ગયા ત્યાંથી પાછા આવતાં યમુનાને કિનારે આવ્યા ત્યારે શ્રી કૃષ્ણ યમુનાના જલનું પાન કરી રથમાં બેઠા અને અક્રૂર યમુનામાં સ્નાન કરવા ગયા અને સ્નાન કરી જલમાંજ વેદના મંત્રનો જપ કરવા માંડયો. થોડા સમયમાં રામકૃષ્ણુને તેમણે જલમાં પ્રત્યક્ષ દીઠા ત્યારે રથમાં કૃષ્ણ નથી એમ ધારી જલમાંથી બહાર નિકળી અક્રૂરે જોયું તો શ્રીકૃષ્ણને રથમાં જોયા, ફરી જલમાં જઇ જોયું તો ત્યાં પણ શ્રી કૃષ્ણ દેખાયા એટલે વિસ્મય પામીને જળમાં ડુબકી મારીને જૂએ છે તો સહસ્ર ફણાધારી નાગેશ્વરને દીઠા જેના ખોળામાં મેઘ જેવા શ્યામ, પીળા વસ્ત્ર ધારણ કરેલા, ચાર ભુજાવાળા, શાંત કમળનાં પત્ર જેવાં રક્ત લોચનવાળા, સુંદર પ્રસન્ન વદનવાળા, સુંદર હસ્તી નજરવાળા, વક્ષ:સ્થલમાં લક્ષ્મીના ચિહ્નવાળા ભગવાનને દીઠા, તેથી હર્ષિત બની અક્રુરના શરીરનાં રૂવાંટા ઉભાં થયાં ને નેત્રમાં પ્રેમાશ્રુ આવ્યાં અને ગદ્‌ગદ્ વાણીએ અત્યંત સ્તુતિ કરીને નમસ્કાર કર્યા. તેમણે શ્રી કૃષ્ણને પરમાત્મારૂપ જાણી સર્વ કાળ નમન ભકિતમાં ગાળી તે અંતે પરમપદને પામ્યા છે.

આપણે પણ વંદનભકિત સિદ્ધ કરવી કેમકે શરીર,

વાણી તથા મનથી શ્રીઇષ્ટને નમન કરવું, એ કાંઇ અત્યંત કઠિન કાર્ય નથી. માત્ર એમનેજ તે કઠિન છે કે જેઓ શ્રદ્ધા ભકિતહીન છે. અને અહંતા અને મમતાના દાસ છે. તેમના મનમાંતો એમ થાય છે કે હું આવો મોટો અધિકારી તે વળી મનુષ્યને નમું ? આવા અહંકારને લીધે તેમની અધોગતિ થાય છે. માટે સજ્જન મનુષ્યે હું-પદનો ત્યાગ કરી, મન, વાણી તથા શરીરથી પોતપોતાના ઇષ્ટ ઉપાસ્યને તથા શ્રીસદ્ગુરૂને પ્રેમ સહિત નમન કરવું.

૭ દાસ્ય—મન, વાણી તથા શરીરથી શ્રીઇષ્ટ પરમાત્માની સેવા કરવી એ દાસત્વભકિત છે. દાસત્વભકિત બે પ્રકારની છે. એક અંતર સેવા, બીજી બાહ્ય સેવા. ૧ અંતર સેવા-વૃત્તિ તથા મનને ઇષ્ટાનુસંધાનમાં રાખવાં અને બાહ્ય વિષયનું ચિંતન કરતાં મન વૃત્તિ રોકવાં. અને અંતરમાં ઇષ્ટસ્વરૂપનું ધ્યાન કરવું. ક્ષણપણ ઇષ્ટાકાર વૃત્તિનો ત્યાગ થવા દેવો નહિ એ અંતરભકિત છે. ૨ બાહ્ય સેવા-સદ્દ્વૃત્તવાળી સ્ત્રી જેમ પતિને અનુસરી રાત્રિ દિવસને પણ ન જોતાં શુદ્ધ નિષ્ઠા તથા પૂર્ણપ્રેમથી સેવા કરે છે અને પોતાનું જીવન તેને અર્પણ કરે છે. તેમ જે મનુષ્યને પૂર્ણ દાસ્યભકિત ઉત્પન્ન થઇ છે. તેઓ પોતાનું સર્વ જીવન શ્રીસદ્ગુરૂને તથા ઇષ્ટ પરમાત્માને

અર્પણ કરી શુદ્ધ નિષ્ઠાથી તેમની સોવા કરે છે. અથવા કોઇ પોતાનાં માતાપિતા તથા વડીલની પૂજ્યભાવે સેવા કરે છે, એ દાસ્ય સેવા કરવી અત્યંત કઠીન છે. કેમકે ક્ષણે ક્ષણે શ્રી ઇષ્ટના ઇપ્સિતાર્થને જાણીને તે કાર્યને તત્કાળ સાધવું પડે છે. કહેલું કાર્ય તો નોકર પણ કરે છે પણ અંતરના આશયને જાણી તે કરવું કઠિન છે. માતા પિતા, વડિલ વર્ગ અથવા શ્રી સદગુરૂ, દેવ વગેરેની સેવા પૂર્ણ અંશે સાધવી એ દુર્ઘટ છે છતાં પૂર્ણ શ્રદ્ધાળુ હોય છે તેને આ દાસત્વ સેવાનું કાર્ય કઠિન લાગતું નથી.

અંતર સેવા, બાહ્ય સેવા કરતાં અધિક દુર્લભ છે. અંતર્યામીને બાહ્યોપાધિ હોતી નથી. જેથી તેમને પ્રત્યક્ષ ઉપચારની અપેક્ષોજ હોતી નથી. તેમની તો જેઓ ઇન્દ્રિય નિગ્રહ કરી મન વૃત્તિને ઇષ્ટાકાર અનુભવી શકે તેઓજ અંતર ઉપાસના અથવા સેવા સાધી શકે છે. જેથી અંતર ઉપાસના સાધવી એજ મુખ્ય કર્તવ્ય છે. કેમકે બાહ્યોપાસનાથી અંતર ઉપાસનાના અધિકારને પ્રાપ્ત કરવાનો છે

એ દાસ્ય ભકિત પૂર્ણપણે હનુમંતે સાધી હતી. હનુમંતજીએ શ્રી રામચંદ્રજીનું દાસ્યપણું સર્વદા સ્વીકાર્યું હતું અને દુર્ઘટ કાર્યો કર્યાં છે. જગતૂજનની શ્રી સીતાજીને જ્યારે રાવણ હરી ગયો ત્યારે લંકામાં જઇને સીતાજીની

શોધ પણ એમણેજ કરી હતી. અને શ્રી રામચંદ્રજીની મુદ્રિકા સીતાજીને આપીને, સીતાજીને શ્રી રામચંદ્રજીનો સંદેશો પહોચાડી શ્રી રામજી થોડા દિવસમાં આવી રાવણને જીતી આપને છોડાવશે એવું ધૈર્ય પણ તેમણેજ આપ્યું હતું. લંકાને બાળનાર પણ એજ હતા. શ્રી રામરાવણની લઢાઇમાં તેમણે અસાધ્ય કાર્યો કર્યાનાં દ્રષ્ટાંતો છે. જ્યારે શ્રી રામચંદ્રજી સીતાજીને લઇને અયોધ્યામાં ગયા ત્યાં શ્રી રામને રાજ્યાભિષેક થયો. ત્યારે સર્વને સર્વના કાર્યના પ્રમાણમાં પરિતોષિક આપ્યાં. તે સમયે સીતાજીએ હનુમંતજીને તેમના દાસ્યત્વથી અત્યંત હર્ષિત થયલાં હોવાથી પોતાના કંઠમાંથી અમુલ્ય હાર કાઢી આપ્યો. હનુમંતજી તે હાર કંઠમાં ઘાલી પછી જોવા મંડયા કે એમાં મારા રામ છે કે નહિ. તે કાંઇ દેખાયા નહિ. ત્યારે એક એક મોતી અંદર રામ હશે એમ જાણી સર્વ મોતીના ચુરા કર્યા પણ કાંઇ રામ જડયા નહિ. આ જોઇ સર્વ સાથી વિસ્મય થયા અને કહ્યું કે આ શું કર્યું ? અમુલ્ય હાર કેમ ફોડી નાંખ્યો ? હનુમંતજીએ કહ્યું, હું મારા રામને અંદર શોધતો હતો કેમકે રામ વિના મારે સર્વ નકામું છે. આ સાંભળી અન્ય કપિએ પૂછયું કે તારા દેહમાં રામ કયાં છે કે દેહને

રાખ્યો છે. એટલે હનુમંતજીએ પોતાનું હૃદય ચીરીને તરત રામને પ્રત્યક્ષ દેખાડયા. આ જોઇ સર્વ આશ્ચર્ય પામ્યા અને તે સાચો ભક્ત છે એમ જાણ્યું. સર્વ કપિઓ લઢાઇ પૂર્ણ થયે પોતપોતાને દેશ ગયા પણ કપિપતિ હનુમંત શ્રીરામની પાસેજ રહ્યા, અને પૂર્ણ પ્રેમથી દાસ્ય ભક્તિ કરતાં કરતાં કપિ દેહમાં મુક્ત થયા. હે બ્હેનો! આપણને તો મનુષ્યનો ઉત્તમ દેહ પ્રાપ્ત છે માટે પૂર્ણ ઉત્સાહથી દાસ્ય ભક્તિ સાધી મુક્ત થવું. એ ભક્તિ સાધવી અત્યંત કઠિન છે છતાં આગ્રહ ધરી પુરૂષાર્થ કરવાથી સર્વ સિધ્ધ થાય છે.

૮ સખ્ય ભક્તિ—સમાન ભાવથી અથવા મિત્ર ભાવથી શ્રી પરમાત્મામાં અથવા શ્રી સદ્‌ગુરૂમાં પ્રીતિ રાખવી. એવી સમાનભાવથી પ્રીતિ જોડવા સુધીનો અધિકાર પ્રાપ્ત કરવો એ અતિ કઠિન કાર્ય છે. દાસ્ય ભક્તિની પરિપાક અવસ્થાએ સખાભક્તિ પ્રાપ્ત થાય છે કેમકે વ્યવહારમાં પણ ઘણી વખત પ્રથમ દાસ્ય એટલે કારકુન વગેરેની નોકરીને સ્વીકારી પ્રથમ દાસ્યપણું કરે છે પછી, જ્યારે વધારે પરિચય થતાં અને સમય જતાં પરસ્પરના ગુણ દોષને જાણ્યા પછી જો સમાન ગુણને વય હોય છે તો દાસ્યભાવ છુટીને મિત્રભાવ થઇ જાય છે ને એક બીજાનો પૂર્ણ વિશ્વાસ રાખે છે. ને ક્ષણ પણ એક બીજાથી

છુટાં રહેવાને ઇચ્છતાં નથી, તેમજ પરમાત્મામાં પ્રથમ સેવ્યસેવક ભાવથી પ્રીતિ જોડાય છે. પછી અભ્યાસ વધતાં પરમાત્મામાં પૂર્ણ પ્રીતિ જોડાયાથી સેવ્ય સેવક ભાવ ટળી જાય છે ત્યારેજ સખ્યભક્તિ ઉદ્દ્ભવે છે. વાસ્તવિકપણે જોતાં જીવ ને શિવમાં ભેદ નથી, પણ અનાદિકાલના અજ્ઞાનથી જીવ ભાવનો અધ્યાસ બંધાઇ ગયો છે, તે છુટે તો જીવ શિવ-રૂપજ છે. આ વાર્તા મુખથી કહેવી સહેલ છે, પણ એ પ્રમાણે અજ્ઞાનને નિર્મૂળ કરી જ્ઞાનનો ઉદય કરી પરમા-ત્મારૂપ થવું એ કઠિન કાર્ય છે. જે ભકતે સખ્યભક્તિને પ્રાપ્ત કરી છે તે પરમાત્માથી ક્ષણપણ દૂર રહી શકતો નથી. કદાચિત્ પ્રારબ્ધયોગે દૂર રહેવાનો અવસર આવે તો બહુજ કઠિન થઇ પડે છે. અને જેણે પૂર્ણ અંશે સખ્ય ભક્તિને પ્રાપ્ત કરી છે તે તો પરમાત્માથી દૂર જવાનો અવસર આવતાં અત્યંત ખેદ પામે છે. જેવીરીતે જળ-માંથી મીનને બહાર કાઢતાં ક્ષણમાં તે પ્રાણનો ત્યાગ કરે છે તેવી રીતે ભકતપણ પ્રાણનો ત્યાગ કરે છે. પરમાત્મા-થી દૂર રહી શકતો નથી. તે મનુષ્યને અવર પ્રાણીપદાર્થ તથા સંબંધીઓ વગેરેની આસક્તિ છુટેલી હોય છે કેમકે તેની પ્રીતિનો વિષય માત્ર પરમાત્માજ છે એવી સખ્ય ભક્તિથી ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરી શકાય છે.

પૂર્વે એ ભકિત અર્જુને કરી છે, જેમની ભકિત શ્રીમદ્ ભગવત્ ગીતામાં શ્રીકૃષ્ણને અર્જુનનાં સંવાદરૂપ સમજાય છે. અર્જુન ઉત્તમાધિકારી હતા તેમને વૈરાગ્યની પ્રાપ્તિ થઇ હતી જેથી રણમાં લડવા આવ્યા ત્યાંથી પાછા ફરતા હતા તે સમયે શ્રીકૃષ્ણે એમને બોધ કર્યો છે તે સખા ભાવથી કર્યો છે. શ્રીકૃષ્ણ ભગવાને ગીતાના ચોથા અધ્યાયમાં કહ્યું છે કેઃ-

स एवायं मयातेऽद्य योगः प्रोक्तः पुरातनः ।

भक्तोऽसिमे सखाचेति रहस्यं ह्येतदु तमम्

અર્થ-તું મારો ભકત છે અને મિત્ર છે, તે અસલનો જુના વખતનો યોગ આજે મેં તને કહયો છે. એ ઘણોજ છુપો અને મોટામાં મોટો સાર છે ( અને વેદનું સર્વ તાત્પર્ય અર્જુનને સમજાવ્યું છે ). વળી અર્જુનને શ્રીકૃષ્ણે વિશ્વરૂપ દેખાડયું તેનું ગીતાના અગીયારમાં અધ્યાયમાં વર્ણન કરેલું છે. તેમાં અર્જુને ભય પામી ભગવાનની સ્તુતિ કરી છે કે, આ રૂપ જોઇને હું ભય પામું છું માટે આપનું મનુષ્યરૂપજ મને પાછું દર્શાવો કેમકે તમારો આ મહિમા હું જાણતો નહોતો માટે પ્રમાદથી અથવા સ્નેહથી તમને મિત્ર માનીને જે યોગ્યાયોગ્ય

કહ્યું હોય તેની ક્ષમા યાચું છું જેથી શ્રી કૃષ્ણે પ્રસન્ન થઇને પોતાનું મનુષ્ય શરીર દર્શાવી ભયભીત થયલા અર્જુનની આશ્વાસના કરી, અર્જુનને શુદ્ધિ આવી ત્યારે શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું કે મારૂં આ વિશ્વરૂપ તપ, દાન, યજ્ઞ, વગેરેથી પ્રાપ્ત થતું નથી. પણ માત્ર મારી અનન્ય ભક્તિ વડેજ પ્રાપ્ત થાય છે. માટે તું ભયને ત્યજી દે. વળી ગીતાના ૧૮માં અધ્યાયમાં શ્રી કૃષ્ણે કહયું છે કે

मन्मना भवमद्भक्तो मद्याजीमां नमस्कुरु ।
मामेवैष्यसि सत्वं ते प्रतिजाने प्रियोऽसिमे ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहंत्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

**અર્થ**--તું મારામાં મન રાખ, મારો ભકત થા, મારૂંજ યજન કર, અને મને નમસ્કાર કર. આ પ્રમાણે વર્તવાથી મારા પ્રસાદવડે જ્ઞાન મેળવીને મનેજ પામીશ. તેમાં તારે સંદેહ કરવો નહિ. તું મને પ્રિય છે, માટે હું તારી આગળ આ રહસ્ય કહી પ્રતિજ્ઞા કરૂં છું. પરમેશ્વરની ભક્તિથીજ સર્વ વસ્તુનો લાભ થશે. આવા દૃઢ વિશ્વાસ વડે વિધિનું દાસત્વ છોડી એક મારે શરણે આવ. તું શોક મા કર. એક મારોજ આશ્રય કરનાર તને

સર્વ પાપમાંથી હું મુકત કરીશ. એ પ્રમાણે શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને રહસ્યનો ઉપદેશ આપ્યો તેથી અર્જુનનો સંદેહ ટળ્યો અને છેવટે અર્જુને કહયું છે કે

नष्टो मोहस्मृतिर्लब्धात्व त्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥

**અર્થ**—હે અચ્યુત ! આપની કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે ને સત્ય સ્વરૂપની પ્રાપ્તિ થઇ છે, જેથી મારો સંશય નષ્ટ પામ્યો છે અને આપની આજ્ઞાને અંનુસરીશ.

આ પ્રમાણે અનન્ય ભકિત કરીને અર્જુન શ્રીપરમાત્માના પદને પામ્યા છે માટે હે ભગિનીઓ ! આપણે સર્વએ ક્રમેક્રમે સર્વ વિષયોપરની આસકિતનો ત્યાગ કરી આસકિત માત્ર શ્રી ઇષ્ટગુરૂના ચરણકમળનીજ રાખવી અને અનેક સંકલ્પનો ત્યાગ કરી સખ્યભકિત પ્રાપ્ત કરવાની ઉત્કંઠા ધરવી કે જે ભકિતથી અન્તે સ્વસ્વરૂપને પમાય છે.

૯ **આત્મ નિવેદન—પોતાના આત્મા સહ સર્વસ્વ** પરમાત્માને અર્પણ કરવું એટલે સર્વમાંથી અહતા મમતાનો

ત્યાગ કરવો. પ્રથમ દૃશ્ય વિષયમાંથી આસક્તિ ત્યજવી, પછી ગૃહ સંબંધીઓ વગેરે સર્વમાંથી આસક્તિનો ત્યાગ કરવો. પછી સ્થૂલ શરીરનો અહંભાવ ત્યજવો, પછી સૂક્ષ્મની મમતા ત્યજી, મન, બુધ્ધિ, અહંકાર વગેરે સર્વ અંતઃકરણની ઉપાધિનો સંસર્ગ છોડી સર્વ આત્મરૂપજ છે, જે આ સર્વ દેખાય છે તે માયાનો પરિણામ છે માટે એ હું નથી અને તે મારાં નથી એ સર્વ અવિદ્યોપાધિ છે માટે હું તો આત્મસ્વરૂપ છું, એમ દ્રઢ ચિંતનથી પરમાત્મામાં અભેદભાવ થઇ જવો, ઉપાસ્ય ઉપાસકપણું ટળી જવું, તેજ આત્મનિવેદન ભક્તિ છે. આ ભક્તિ સાધવી એજ અંતિમ ફળ છે.

આ ભક્તિ પૂર્વે બલિ રાજાએ સાધી હતી તે યજ્ઞનો આરંભ કરી સર્વ બ્રાહ્મણોને મનવાંચ્છિત દાન આપતાં હતાં. તે સમયે પરમાત્મા પોતે ભક્તને કસવાને વામનરૂપે જન્મ ધારણ કરી રાજાના યજ્ઞમાં આવ્યા. સુવર્ણને જેમ કસોટીએ ઘસીને શુધ્ધાશુધ્ધનો નિર્ણય કરે છે અને અશુધ્ધ હોય તો ફરી ભઠ્ઠીમાં નાંખી શુધ્ધ કરે છે, તેમ ઇષ્ટશ્રી પણ ભક્તને સુખદુઃખરૂપ કસોટીએ ચઢાવીને શુધ્ધાશુધ્ધનો નિર્ણય કરે છે, ને અશુધ્ધ લાગે તો સંસારરૂપ ભઠ્ઠીમાં નાંખી શુધ્ધ કરે છે તે પ્રમાણે બલિ

રાજાને કસોટીએ ચઢાવ્યા, પણ શુદ્ધ અંતઃકરણવાળા બલિરાજા પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ. શ્રી વામનજીને પધાર્યા જાણીને ઉઠીને પૂજન કર્યું અને મનવાંચ્છિત માગવા વિનંતી કરી. વામનજીએ ત્રણ પગલાં પૃથ્વી માંગી, બલિરાજાએ કહ્યું મારે ત્યાં આવીને છેક આટલું શું માંગો છો? પણ વામનજીએ કહ્યું મારે એટલુંજ બસ છે. પછી બલિરાજાએ હસીને દાન આપવાને જેવું હાથનાં ઉદક ગ્રહણ કર્યું તેવાજ દૈત્યના ગુરૂ શુક્રાચાર્યે તેને વાર્યો કે એ બ્રાહ્મણ નથી, પણ સાક્ષાત્ વિષ્ણુ દેવોનું કાર્ય કરવાને કસ્યપને ત્યાં અવતર્યા છે, અને દૈત્યનો અનર્થ થવાનો છે તે તું જાણતો નથી. વામનજી વિશ્વરૂપ ધરી એક પગલે પૃથ્વી, બીજે પગલે સ્વર્ગ અને આકાશ ભરી મુકશે, પછી ત્રીજું પગલું કયાં મુકાવશો? એવું પૂછતાં ક્ષણભર બલિરાજા સ્તબ્ધ બની ગયો, પણ પોતાના વચનથી ડગ્યો નહિ અને કહ્યું કે મરણ પછી તો આ સર્વનો ત્યાગ કરવો છે ત્યારે જીવતાં બ્રાહ્મણને સંતોષવા, એ વધારે ઉતમ છે. વળી દધ્યડ્-ગ અને શિબિ વગેરે મહાત્માઓએ નહિ ત્યજવા યોગ્ય પ્રાણનો પણ ત્યાગ કરી પ્રાણીઓનું શ્રેય કર્યું છે, તો પૃથ્વીથી શું? એવી રીતે ગુરૂને ઉત્તર આપ્યો જેથી ગુરૂને ક્રોધ ચઢયો અને તેમણે બલિને ક્રોધના આવેશમાં શાપ દીધો કે તું લક્ષ્મી રહિત થઇશ. તોપણ

સત્યથી ચલિત ન થતાં બલિરાજાએ શ્રી વામનજીનું પૂજન કરી, જળ મૂકી પૃથ્વી આપી. શ્રી વામનજીએ પોતાનું વિશ્વરૂપ ધારણ કરી, એક પગલે પૃથ્વી, શરીરવડે આકાશ અને બાહુ વડે દિશાઓ પૂરી દીધી, બીજે પગલે સ્વર્ગ ભરી દીધું અને ત્રીજા પગલા માટે અણુપણ જગ્યા રહી નહિ ત્યારે વિષ્ણુએ બાલને પુછ્યું કે ત્રીજું પગલું કયાં મૂકું? જે વચન આપીને ન આપે તે નરકમાં પડે છે એમ કહી, બલિને વારૂણી પાશથી બાંધ્યો, છતાં બલિરાજા ધૈર્યને ન ત્યજતાં બોલ્યા કે મારૂં વચન કપટી ગણશો નહિ. મેં સત્ય વચન આપ્યું છે. ત્રીજું પગલું મારા માથા-પર મૂકો. મને અસત્યપણાનું જેટલું દુઃખ છે તેટલું પાશબંધનું નથી. પછી બ્રહ્માએ વિષ્ણુની સ્તુતિ કરી કે હવે બલિને પાશથી મુકત કરો, કેમકે એણે આપને સર્વસ્વ અર્પણ કર્યું છે, છતાં એ ખેદને પામતા નથી, ત્યારે ભગવાને કહ્યું કે જેનાપર હું અનુગ્રહ કરૂં છું તેનું સર્વસ્વ હરી લઉં છું, કેમકે અતિ સંપત્તિઓ વડે મનુષ્યને મદ થાય છે તેથી મને ન પામતાં અનેક જન્મને પામે છે, તેથી મારા ભકતના અનુગ્રહ માટેજ હું સર્વ મદના કારણરૂપ સંપત્તિઓને હરી લઉં છું. તોપણ તે દુઃખને પામતા છતાં મોહથી બંધાઇ દુઃખને ગણતો નથી. દ્રવ્ય, રાજ્ય સંપત્તિ વગેરે સર્વથી હણાયલો તથા ગુરૂના

શાપને પામ્યા છતાં પણ કષ્ટને ગણુતો નથી, સત્યથી ચલતો નથી અને મને સર્વસ્વ અર્પણ કર્યું છે, માટે મારો ભકત દેવતાઓને પણ સહેલાઇથી ન મળે એવા મારા ધામને પામ્યો છે. મારો ભકત સાવર્ણિ મનવંતરમાં ઇંદ્ર થશે, ત્યાંસુધી વિશ્વકર્માએ નિર્માણ કરેલાં સુતલમાં જઇને રહેશે. હું સંબંધીઓ સહિત તેનું રક્ષણ કરીશ. હે વીર ! ત્યાં મને તમે નિરંતર તમારી સમીપ દેખશો. બલિરાજા ભગવાનને પ્રણામ કરી સુતલમાં ગયા અને ભગવાને શુક્રાચાર્યને કહયું કે બલિનો યજ્ઞશેષ પૂર્ણ કરો, ત્યારે શુક્રાચાર્યે કહયું કે આપ યજ્ઞપુરૂષની સંપૂર્ણ રીતે પૂજા થઇ એટલે હવે યજ્ઞકર્મશેષ કયાંથી રહે ? પણ આપની આજ્ઞાને અનુસરીશ. એવી રીતે બલિરાજાએ સર્વસ્વ અર્પણ કરી પરમપદને પ્રાપ્ત કર્યું હતું.

તે પ્રમાણે હે બ્હેનો ! આપણે સર્વએ પણ હું અને મારાપણાની ભાવનાનો ત્યાગ કરી શ્રી સદ્‌ગુરૂ પરમાત્માને મન, વાણી અને શરીરથી સર્વસ્વ અર્પણ કરવું. મિથ્યા વાણીથી કહેવું કે મારૂં કાંઇ નથી, સર્વ પરમાત્માનું છે અને મનથી મમત્વ રાખવું, એ મિથ્યા ડોળમાત્રજ છે. એથી કાંઇ અંતર્યામી છેતરાશે નહિ ને પરમપદની પ્રાપ્તિ થશે નહિ. માટે મમત્વ મૂકવું એજ સર્વોત્તમ અને

શ્રેષ્ઠ ભક્તિ છે. પરમાત્મા, તપથી, જ્ઞાનથી, વેદથી, કે કર્મથી મળતા નથી પણ માત્ર ભક્તિ વડેજ મળે છે. શ્રી મુખથી કહયું છે કેઃ--

ભક્તિ વિણ ભેટે નહિ ભગવાન્
આસન, પ્રાણાયામ કરે કાં, ધરી ધરી બેસે ધ્યાન. ભક્તિ.
બ્રહ્મ સમર્પણ કરિ બેસે કાં, મંત્ર ફુંકાવે કાન ભક્તિ.

એ પ્રમાણે બાહ્ય અનેક આડંબર કરે, પણ અંતરમાં શુધ્ધ ભક્તિ વિના પરમાત્મા મળતા નથી. આ કાળમાં અલ્પાયુષ્યથી તપ પણ દીર્ઘકાળ થતું નથી. માટે કલિયુગમાં તો કેવળ ભક્તિ વડેજ માયાને વશ વર્તાવાય છે.

શાસ્ત્રમાં પણ કહ્યું છે કે

नृणां जन्मसहस्त्रेण भक्तयौ प्रीतिर्हि जायते ।
कलौ भक्तिः कलौ भक्ति भक्त्या कृष्णः पुरास्थितः ॥

**અર્થ**--હજાર જન્મોએ કરીને નરોની ભક્તિમાં પ્રીતિ થાય છે, માટે કલિયુગમાં ભક્તિજ છે. કલિકાળમાં ભક્તિજ છે. અને ભક્તિએ કરીનેજ શ્રીકૃષ્ણ ભગવાન્ હૃદયમાં વસે છે.

માટે હે બ્હેનો! ભકિતની નિંદા ન કરતાં પ્રેમથી નવ પ્રકારની ભકિતને ક્રમે ક્રમે પ્રાપ્ત કરીને છેવટે અંતિમ ફળને પામવું, કારણકે ભકિતની નિંદા કરનાર દુર્વાસા જેવા સમર્થ મહાત્મા પણ અત્યંત દુઃખ પામ્યા હતા તો આપણે તે શી ગણનામાં?

વળી જે મનુષ્ય સત્ય પ્રેમથી શ્રી ઇષ્ટ ગુરૂની ભકિત કરે છે તેના અંતરના સર્વ દોષ નિર્મૂળ થઇ જાય છે અને આશા, તૃષ્ણા વગેરે સર્વેનો મૂળથી ઉચ્છેદ થાય છે, તેની સર્વ ઉપાધિ મનથી નાશ પામી જાય છે તેવાં મનુષ્યોને દ્દશ્યનો મોહ નષ્ટ થઇ જતાં દ્દશ્યથી થતાં દુઃખની આત્યાંતિક નિવૃત્તિ થાય છે ને પરમપદમાં પ્રીતિને લીધે પરમ સુખની પ્રાપ્તિ થાય છે. શ્રીમુખથી પણ કહ્યું છે કે

ભકિત કરે તેને સુખ શું ના આવેજી
શી શી પીડા ના શમાવે રે હાં––વાણીવિલાસ તૃતિય પુસ્તક.

માટે હે પ્રિય ભગિનીઓ આપણ સર્વએ શ્રી સદગુરૂ પરમાત્માની દ્દઢ પ્રેમથી ભકિત કરવી અને તેમની આજ્ઞાને અનુસરી તેમના બોધામૃતનું પાન કરવું, એજ આપણું મૂળ કર્તવ્ય છે. દ્દઢ ભકિતજ મોક્ષને આપનાર છે. જપ,

તપ, યજ્ઞ, દાન, જ્ઞાન, એ સર્વ મોક્ષનાં સાધન છે, પણ એ સર્વ કરવા છતાં પણ જેના હૃદયમાં ભક્તિ, હોતી નથી તેને કાંઇ ફલિભુત થતું નથી. જેવી રીતે ક્ષેત્રમાં અનાજ વાવ્યા પછી તેમાં જળ સિંચ્યા વિના અંકુર ફૂટી વૃક્ષ ખીલી આવતું નથી ને ફળની પ્રાપ્તિ થતી નથી તેવી રીતે હૃદયરૂપી ક્ષેત્રમાં જપ, તપરૂપી બીજકો નાંખ્યા પછી ભક્તિરૂપી જળ ન સિંચાય કે તત્કાળ જ્ઞાનરૂપી વૃક્ષ પ્રફુલ્લિત થઇને સચ્ચિદાનંદ રૂપ ફળ પ્રાપ્ત થાય છે, કેમકે ભક્તિ વિનાનું શુષ્કજ્ઞાન કાંઇ પણ ઉપયોગમાં આવતું નથી. ભક્તિ ને જ્ઞાન ઉભયની પ્રાપ્તિથીજ પરમ સુખનો સ્વાદ ચખાય છે. શ્રી સદ્દગુરૂ પરમાત્માએ પણ કહ્યું છે કે–

"ભક્તિ વિનાનું જ્ઞાન મોળું લાગેજી, જ્ઞાન વિના ભક્તિ
ખારીરે હાં,
ઉભય સંયોગ કરી જે જન ગ્રહેતાજી, સ્વાદ તેનો છે
અતિ ભારી રે હાં"

એ પ્રમાણે જ્ઞાન અને ભક્તિ હોય ત્યારેજ સત્ય સમજાય છે અને એવી ઉત્તમ ભક્તિ જેઓના હૃદયમાં પ્રકટે છે તેઓ નિર્ધન છતાં ધનવાન છે, કેમકે ભગવાન પણ પોતાના ધામને ત્યજીને ભક્તિરૂપી દોરીયે બંધાયલા ભક્તના હૃદયમાં વસે છે, માટે આપણે સર્વએ પોતપો-

તાના આશ્રમાનુસાર વર્તતાં યોગ્ય વ્યવહારને કરતાં સર્વ કાલ વૃત્તિને પરમાત્માના પદમાં સ્થાપવી.

આ નવ ભકિતને અંતે જે ભકત છેલ્લી આત્મ નિવેદન સુધી પોહાંચે છે, તેને પરમાત્મામાં એટલો પ્રેમ પ્રકટે છે કે તે પોતાના દેહનું ભાન ભુલે છે. અને વ્યવહાર પણ પરાણે સાધે છે અને તેની લોકૈષ્ણા, વિતૈ-ષણા વગેરે છુટી જાય છે. તેની વૃત્તિ નિરંતર ઇષ્ટાનુ-સંધાનમાંજ રહે છે. એ ભકિતને પ્રેમલક્ષણા કહે છે. એવી ભકિત ગોપીઓએ સાધી હતી, જેઓને ગૃહ તથા દેહનું ભાન પણ શ્રીકૃષ્ણ પરમાત્માને જોતા રહેતું ન હતું એ પ્રેમલક્ષણાને અંતે પરાભકિત પ્રાપ્ત થાય છે. એસર્વથી અંતનું ફળ છે અને ત્યાં પ્રેમનું સ્થાનક અન્ય રહેતું નથી. પણ પોતે પ્રેમરૂપ થાય છે ને અન્ય સર્વ સુખની સ્પૃહા રહિત થાય છે, એવા અલૌકિક ભકત પરમાત્માના ધ્યાનથી કોઇવાર રૂદન કરે છે, કોઇ વેળા નાચે છે, કોઇ વેળા હસે છે, કોઇ વેળા ખુશી થાય છે, કોઇ વેળા ગાય છે, કાઇ વેળા પરમાત્માના ધ્યાનમાં સ્વસ્થ બની રહે છે એવી અનેક ચેષ્ટા કરે છે પણ સર્વથી અલિપ્તજ રહે છે, કેમકે પોતે પરમપદનેજ પ્રાપ્ત થઇને સર્વ શકત બને છે, એજ પરાભકિતનું સર્વોત્તમ ફળ છે, માટે આપણે સર્વએ આગ્રહ ધરીને ભકિત કરવી અને સર્વોત્તમ પદને પામવું.

# વનિતા વિશ્રામ.

આ નામની સંસ્થા આજ ત્રણ વર્ષ થયાં સુરત નાગરફળીઆમાં ખોલવામાં આવી છે જેમાં સધવા તેમજ કન્યા અને ખાસ કરી વિધવાઓને રાખી ધર્મનીતિ, ગૃહવ્યવસ્થા, સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી, ભરત, ગુંથણ, શીવણ વિગેરે પોતાની મેળે નિર્વાહ કરીશકે તેવા ધંધાનું શિક્ષણ આપવામાં આવે છે. વિધવાઓ પાસે ખાવા, પીવા, રહેવા, પહેરવા, ઓઢવા બદલ કોઇપણ પ્રકારની ફી લીધા વગર ફકત તેઓના જીવનના કલ્યાણ અર્થેજ આ સંસ્થા ખોલવામાં આવી છે. હાલ આશ્રમમાં ૧૮ વિધવાઓ, ૪ સધવા, ૯ કન્યાઓ રહે છે અને અભ્યાસ કરે છે. વિધવાઓની ખાવા, પીવા તથા રહેવાની સગવડ આશ્રમના ફંડમાંથી થાય છે અને સધવા તેમજ કન્યા પાસે માસિક રૂ૦ ૭) અંકે સાત પંદર વર્ષથી ઉપરની વયના માટે, અને રૂ૦ ૫) અંકે પાંચ એથી અંદરની વયના માટે ફી રાખવામાં આવી છે. આશ્રમના વ્યવસ્થાપકો બાળગૌરી દોલતરાય મુનશી તથા શિવગૌરી કલ્યાણભાઇ ગજ્જર કે જેઓએ પોતાના તન, મન અને ધન અર્પણ કર્યાં છે તેઓ રાતને દિવસ આખો વખત સાથે રહી આશ્રમમાં રહેનાર સેવિકાઓની સંભાળ તથા દેખરેખ રાખે છે, માટે એના લાભ લેવા બહેનોએ ચુકવું

જોઇએ નહિ. વળી આવી સંસ્થાને [illegible] વ્યકિતનું કામ નથી માટે દરેક સુજ્ઞ બંધુઓએ [illegible] નોએ યથાશકિત મદદ કરવી કે જેથી તમારી [illegible] બહેનો ધર્મ, નીતિની યોગ્ય કેળવણી મેળવી પોતાના જી[illegible] કલ્યાણમય કરે. કાયમ ફંડ થોડું છે અને વધુ સેવિકા[illegible] ની ખોરાકી તથા તેઓના શિક્ષણ પાછળ થતા ખર્ચ [illegible] વધારો કરવો પડયો છે જેથી આવા કાર્યમાં સૌ કો[illegible] પોતાની સ્થિતિઅનુસાર સહાય તન, મન કે ધ[illegible] આપવી એ સજ્જનનું કર્તવ્ય છે. અદ્યાપિપર્યન્ત જા[illegible] ઉઘરાણું આશ્રમના નિભાવ અર્થે થયું નથી પણ જ્યારે આ ત્રણ વર્ષના અનુભવપરથી ભવિષ્ય એવું ભાખે છે કે આવી સંસ્થા ગુજરાતમાં એકે ન હોવાથી ઘણી વિધવા, સધવા તેમજ કન્યાઓ લાભ લેવા આવશે જેથી અગાઉથી તમો સર્વ સખા બંધુઓ તથા બહેનોને ખબર આપવી યોગ્ય છે કે જ્યારે કંઇ તમો તરફથી ધર્માદા રકમ કાઢવામાં આવે ત્યારે તેનો કંઇક ભાગ આ આશ્રમમાં આપવા ચુકશો નહિ.

ઠેકાણું:–વ્યવસ્થાપક–વનિતા વિશ્રામ

**નાગરફળીઉં–સુરત.**